DARBAR SHRI PATDI

“યતો ધર્મ સ્તતો જય:”



# કડવા પાટીદાર રજવાડુ “સોનાની હાટડી”

# પાટડીના

# રાજવી દરબારશ્રી અને દેસાઈ-ભાયાતોની વંશાવલી



પાટડી દરબારગઢમાં દેસાઈશ્રીઓના કુળદેવી રાધામાનો ઝરૂખો આવેલો છે.
જેની સ્થાપના દરબારશ્રી ભાવસિંહજી ઉદેકરણસિંહજી દેસાઈએ કરેલી.
જેની પૂજા રાજપરંપરા મુજબ કરવામાં આવે છે.



વતન પાટડીના કડવા પાટીદાર જ્ઞાતિ પરિવારનાં વરઘોડીયાની છેડાછેડી
આ પવિત્ર સ્થાપક “ખેતરપાળદાદા”ની જગ્યાએ જ છૂટે છે.
આ સ્થળ-રાજગઢી પાટડી ખાતે દરવાજાની જમણી બાજુ આવેલ છે.

# કડવા પાટીદાર રજવાડુ
# ‘સોનાની હાટડી’
# પાટડીના
# રાજવી દરબારશ્રી
# અને
# દેસાઈ-ભાયાતોની વંશાવલી

**પ્રથમ સંસ્કરણ :**

**જૂન-૨૦૨૫**



**પ્રત : ૫૦૦**



**મુદ્રક :**

**અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ**

**કુણાલ ઓફસેટ,**

**ઓઢવ, અમદાવાદ-૩૮૨ ૪૧૫.**

**મો. ૯૮૨૫૦ ૪૨૮૨૧**



**સંકલન :**

**દેવીસિંહ નારણસિંહ દેસાઈ**

**મો. ૯૩૨૭૫ ૧૧૪૪૩**

**અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ**

**મો. ૯૮૨૫૦ ૪૨૮૨૧**

# દેસાઈ/ભાયાતોની વંશાવલી

**૧. પાટડીના દેસાઈ/ભાયાતોની મુત્સદ્દીગિરી :**

પાટડીના દેસાઈઓની મુત્સદ્દીગિરીની હકીકત એવી છે કે, ઈ.સ. ૧૬૧૭માં મુગલ બાદશાહ જહાંગીર ગુજરાતમાં આવ્યો,પણ તેને ગુજરાતના હવા-પાણી માફક નહિ આવતાં, પોતાના વતી રાજકારોબાર કરવા શાહજહાંને સૂબા તરીકે નિમ્યો, (ઈ.સ. ૧૬૧૮)માં બાદશાહના વજીર બાકરઅલીખાન દ્વારા કાઠિયાવાડની ખંડણી વસુલ ન થઈ શકી તેથી આ ખંડણી વસુલીનું કામ શ્રી વેણીભાઈ દેસાઈને સોંપવામાં આવ્યું. આમ, બાદશાહ જહાંગીરના ફરમાનથી શ્રી વેણીદાસ દેસાઈએ ખંડણી વસુલીનું કામ સુંદર રીતે કરી બતાવ્યું. જેથી બાદશાહ જહાંગીરે પાટડી/અને વિરમગામના દેસાઈઓ ખંડણી વસુલાતમાં પારંગત હોવાથી 'દેસાઈ'નો ઈલ્કાબ પાટીદારોને એનાયત થયો. આ પાટીદારો કડવા પાટીદાર હતા. બીજી બાજુ અન્ય જ્ઞાતિજનો આ રાજના કામમાં નિષ્ફળ નીવડેલા હતા.

**૨. મરાઠા સલ્તનતની શરત :**

શ્રી ભાવસિંહજી દેસાઈ જે પાટડીના રાજવી બન્યા તે પહેલાં વિરમગામનો રાજ કારોબાર સંભાળતા હતા. મરાઠા સલ્તનતે શ્રી ભાવસિંહજી દેસાઈ જો વિરમગામનો કિલ્લો તેમને સોંપી દે તો તેના બદલામાં પાટડી પરગણાના ૨૦ ગામો, મીઠાના અગર, ઝાલાવાડની રેવન્યુ પર સાડા સાત ટકા (૭.૫ %) દેસાઈ દસ્તુરી, રાહદારી, માંડવીની જકાત પાટડી સ્ટેટના રાજવીને મળે, તેવી શરતે વિરમગામની હકુમત છોડી દેવી. શ્રી ભાવસિંહજી દેસાઈ પાટડી રાજવીએ આ શરત કબૂલ રાખી વિરમગામની સમગ્ર હકુમત છોડી પાટડી સ્ટેટના રાજવી બન્યા. દેસાઈ ભાવસિંહજી ઈ.સ. ૧૭૪૧માં વિરમગામના માનસરોવર તળાવ પર રહેતા સિદ્ધ સંતપુરુષ વિષ્ણુદત્તના ભાવભર્યા આશીર્વાદ તેમજ તેમણે આપેલા સ્મરણચિહ્ન ભભૂતનો ગોળો, ચીપીયો અને ધોકો લઈ પાટડી પ્રયાણ કર્યું. પાટડીના રાજવીઓ ગુરુ વિષ્ણુદત્તે આપેલ વસ્તુઓને રાજચિહ્ન તરીકે સન્માનપૂર્વક સાચવી રાખે છે.

પાટડી સ્ટેટની રાજગાદી 'શિવ-શક્તિ'ના પ્રતિકમાં વરસો સુધી ચાલેલ. ત્યારબાદ પાટડી સ્ટેટના ભૂતપૂર્વ રાજવીઓએ વૈષ્ણવ સંપ્રદાય અંગીકાર કરેલ હતો. આમ, પાટડી સ્ટેટમાં દેસાઈ દરબારોનો વહીવટ શરૂ થયો. આ હકીકત ઈતિહાસમાંથી સંશોધન કરી સ્વર્ગસ્થ પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ (આદ્યસ્થાપક 'ધરતી') દ્વારા પાટડી દર્શન અંકમાં લખેલ છે.

**૩. પાટડી સ્ટેટના ભૂતપૂર્વ રાજવીઓની સામાજિક સેવાઓ :**

પાટડી સ્ટેટ સમગ્ર ભારતમાં એક પાટીદાર સ્ટેટ તરીકે ગણાતું હતું. આજે ૨૪ ગામોની હકુમત પાટડી સ્ટેટમાં આવે છે. પાટડી સ્ટેટના દેસાઈ/ભાયાત રાજવીઓ બહાદુરી, ધર્મકાર્ય, શિક્ષણ, સામાજિક કુરિવાજો દૂર કરવા, કન્યા કેળવણીનો પ્રચાર/પ્રસાર, કડવા પાટીદાર જ્ઞાતિ સંસ્થા ઊંઝામાં તેમજ 'શ્રી ઉમિયા માતાજી' મંદિર ઊંઝાના પ્રથમ જીર્ણોદ્ધાર સમયે પાટડી દરબારશ્રી અને શેઠશ્રી બહેચરદાસ અંબાઈદાસ લશ્કરી અમદાવાદના પ્રતિષ્ઠિત મિલ માલીકે કરેલ હતો. પાટડી દરબારશ્રીના કારભારીઓ આ ઉમદા કાર્ય માટે ઉઘરાણું કરવા પણ જતા હતા.

પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈને ૧૮મી શતાબ્દી (બીજો) મહોત્સવ ૨૦૦૯માં ગુજરાત રાજ્યના મુખ્યમંત્રીશ્રી નરેન્દ્રભાઈ મોદીના હસ્તે સન્માનિત કરી સન્માનપત્ર અર્પણ કરી નવાજવામાં આવેલ હતા. પાટડીના રાજવીશ્રી જોરાવરસિંહજીએ વતન પાટડી ખાતે 'કડવા પાટીદાર' જ્ઞાતિમાં ઘર કરી ગયેલ સામાજિક કુરિવાજો દૂર કરી લગ્ન સમારંભમાં ખર્ચા ઓછા કરી, સમૂહલગ્ન પ્રથા તથા કન્યા કેળવણીને ઉત્તેજન આપવાના શુભ હેતુસર ત્રણ દિવસની પરિષદ બોલાવેલી હતી. આ સુધારા પરિષદ માટે રૂા. ૫૦,૦૦૦ જેટલું ખર્ચ એ જમાનામાં કરેલ. આ પરિષદમાં દેશભરમાંથી જ્ઞાતિના ૪૦,૦૦૦ જેટલા પ્રતિનિધિઓએ ઉમળકાભેર ભાગ લીધો હતો.

દરબારશ્રી જોરાવરસિંહજીના રાજ્યકાળમાં પાટડીનો વિકાસ અને સમૃદ્ધિ ખૂબ જ ઝડપથી વધતાં 'પાટડી સોનાની હાટડી' એવી લોકોક્તિ શરૂ થયેલી. પાટડી સ્ટેટના રાજવીએ ગુજરાત કૉલેજ, અમદાવાદમાં ઘણી મોટી રકમનું દાન આપેલ. તથા કોઈપણ કડવા પાટીદાર વિદ્યાર્થી ઉચ્ચ અભ્યાસ અર્થે અમદાવાદ આવેલ હોય તેને રહેવા-જમવાની અગવડ ન પડે તે માટે શ્રી સૂરજમલજી બૉર્ડિંગ, વાડીલાલ હૉસ્પિટલ પાછળ, ખૂબ જ મોખરાની જગ્યાએ સ્થાપેલ જેને ૧૦૦થી વધુ વર્ષ પૂર્ણ કરેલ છે. વિદ્યાર્થી પાસેથી ખૂબ જ નજીવા દરે વાર્ષિક ધોરણે ફી લેવામાં આવે છે. જેનું સંચાલન હાલના પાટડી સ્ટેટના

રાજવી શ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ કરે છે. જ્યાં વિદ્યાર્થીઓને સ્વયંશિસ્ત, અભ્યાસ, નિયમિતતાના સંસ્કારો અપાય છે. પાટડી દરબારશ્રી હિંમતસિંહજી દેસાઈના નામનું ડાકોર યાત્રાધામ ખાતે અન્નક્ષેત્ર ઘણા વર્ષોથી આવેલ છે. તેમજ ડાકોર શ્રી રણછોડરાયજી મંદિરમાં રોજ બપોરના 'પાટડી સ્ટેટ' વતી શ્રીજીને 'રાજભોગ' અર્પણ કરવામાં આવે છે.

**૪. પાટડી સ્ટેટની રાજગાદી :**

પાટડી (દસાડા) તાલુકાના વઘાડા પાસે 'કડવાસણની ઝાડી' આવેલ છે. બાજુમાં કડવાસણ ગામ આવેલ છે, જ્યાં દત્ત સંપ્રદાયના નવનાથની સમાધિઓ આવેલ છે. જેનો વહીવટ અમૃતગીરી બાપુ (મહંત) કરતા હતા. આ જગ્યા પાટડી સ્ટેટની ગુરુગાદી છે. દરેક ગુરુપૂર્ણિમાએ હાલના રાજવી રાજવીપ્રથા પ્રમાણે દર્શન કરવા અને મહંતશ્રીના આશીર્વાદ લેવા જતાં. આ જગ્યા ઘણી જ પવિત્ર છે. જ્યાં ગૌશાળા, વાવ તથા અખંડ ધૂણો આવેલ છે. અહીં ચોવીસે કલાક અગ્નિ પ્રજ્વલિત રહે છે. આ તાંબાના પતરાનો ધૂણો પાટડી રાજવીએ બનાવેલ હતો. રાજ પ્રણાલી પ્રમાણે સ્ટેટના રાજવી 'દેવલોક' પામે ત્યારે ગુરુગાદીના મહંતશ્રી (વારસાગત) કાયદેસરના વારસને રાજતિલક કરે પછી પાટડી સ્ટેટના રાજવી બને છે. આ પ્રથા આજે પણ મોજુદ છે.

**૫. વતન પાટડીના જોવાલાયક ઐતિહાસિક સ્મારકો ધાર્મિક અને શૈક્ષણિક સ્થળો**

પાટડી સ્થિત રાજગઢી, રાધામાનું મંદિર (પાટડી સ્ટેટના કુળદેવીનું સ્થાનક) રાજમહેલ, ખેતરપાળ દાદાની જગ્યા (જે દરવાજાની જમણી બાજુમાં છે) જ્યાં વતન પાટડીના કડવા પાટીદારોના વરઘોડિયા સમગ્ર ભારત તથા વિદેશમાંથી છેડાછેડી છોડવા આવે છે. શ્રી શક્તિ માતાજી ઝાલા દરબારોના કુળદેવી, જેમની ઉત્પત્તિ પાટડી રાજગઢીમાં થયેલ અને મોક્ષધામા ગામે ઝીંઝુવાડા પાસે થયેલ હતા. તેઓ શ્રી હરપાળદેવ મકવાણાના ધર્મપત્ની હતા. સિદ્ધ શક્તિસ્વરૂપ હતા. વૈષ્ણવોની હવેલી, કાશી વિશ્વનાથ મહાદેવ, લક્ષ્મીનારાયણ મંદિર, શ્રી ઝાળેશ્વર મહાદેવ, જૈનોનું પ્રાચીન દેરાસર, ઉપાશ્રય, બળીયાદેવનું મંદિર, માતાનો આરો, સ્ત્રીઓ અને પુરુષો માટે તળાવના કિનારે પાકા ઘાટો, આબુરાજ અન્નક્ષેત્ર (ધૂણો), શ્રી સૂરજમલજી હાઈસ્કૂલ, શ્રી રઘુવીરસિંહજી કુમારશાળા, નાનુબાપા કન્યા વિદ્યાલય, કડવા પાટીદાર જ્ઞાતિ પરિવાર હોલની જગ્યા, પંચમુખી મહાદેવ, બાલમા પીરની દરગાહ જે પાટડી રાજગઢીમાં પ્રવેશદ્વારની ડાબી બાજુ આવેલ છે. ગાયત્રી મંદિર, રામ મંદિર, કડવા પાટીદાર જ્ઞાતિ પરિવારની જૂની વાડી, જે વિરમગામના દરવાજે આવેલ છે. વર્ણીન્દ્રધામ સ્વામિનારાયણ મંદિર, કડવાસણની ઝાડી, વાછડાદાદાનું મંદિર, મીઠાનો અગરો, ઝીંઝુવાડા પાસેનું ઘુડઘરનું અભ્યારણ, પીપળીમાં રામદેવપીરનું મંદિર જેવા અનેક નાના-મોટા જોવાલાયક સ્થળો પાટડી અને તેની આસપાસ આવેલ છે.

પાટડી સ્ટેટ રાજગાદીની સ્થાપના સંવત ૧૭૯૭ ઈ.સ. ૧૭૪૧ ચૈત્ર સુદ-૨ ને શનિવારના શુભદિને થયેલ હતી. આ દિવસ 'પાટડી રાજગાદી' વતન પાટડીનો જન્મદિવસ ગણાય. વતન પાટડીના દેસાઈ ભાઈઓ આ જન્મદિવસ (શુભદિન)ની ઉજવણી કરે તેવું સૂચન હાલના પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈએ કરેલ છે. મારા વતન પાટડીની રાજગાદી અખંડ રહે તેવી પ્રાર્થના શ્રી શક્તિ માતાજી અને પરમકૃપાળુ પરમાત્માને અંતઃકરણથી કરું છું.

આ લેખનું સંકલન પાટડી દર્શન ડિરેક્ટરી, પાટડી કડવા પાટીદાર રજવાડું સોનાની હાટડી તથા હાલના પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈના માર્ગદર્શન અને સૂચનના આધારે મૌલિક ધોરણે કરેલ છે.

સ્થળ : અમદાવાદ<br>તા. ૧૫-૦૪-૨૦૨૫

સંકલનકર્તા<br>**બાબુલાલ ગીરધરલાલ પટેલ**<br>એડવોકેટ (પાટડીવાલા)<br>અમદાવાદ-૬૧.

# ઋણ સ્વીકાર

આપણા સૌનું વતન પાટડી સ્ટેટ ભારત દેશમાં એકમાત્ર પાટીદાર સમાજનું રાજ્ય હતું. સમગ્ર કડવા પાટીદાર સમાજમાં પાટડીનું વિશેષ સ્થાન છે. સંવત ૧૩૩૧માં ચાંપાનેરથી વિરમગામ થઈને નાથા રમણલનો વંશ પાટડી આવેલ. નાથા રણમલના જ્યેષ્ઠ પુત્ર વેણીદાસ (વેણાજી) દેસાઈગીરીનું કામ કરતા હોવાથી દેસાઈ કહેવાયા. જ્યારે અન્ય ભાઈઓ પટલાઈનું કામ કરતા હોવાથી એમના વંશજો પટેલ કહેવાયા.

પાટડી અનેક મહાપરાક્રમી, તેજસ્વી, અદ્‌ભુત ખુમારી ધરાવતા નવરત્નોની ભૂમિ છે. દેસાઈ ભાવસિંહજીએ ઈ.સ. ૧૭૪૧માં (સંવત ૧૭૯૭ના ચૈત્ર સુદ-૨ ને શનિવાર) વિરમગામ છોડી પાટડી તરફ પ્રયાણ કર્યું. પાટડી દરબારગઢમાં દેસાઈશ્રીઓના કુળદેવી 'રાધામા'નો ઝરૂખો આવેલો છે. જેની સ્થાપના ૧૭૪૫માં દરબારશ્રી ભાવસિંહજી ઉદેકરણસિંહજી દેસાઈએ કરેલી. જેની પૂજા રાજપરંપરા મુજબ કરવામાં આવે છે. પાટડીના રાજવીઓએ કડવા પાટીદાર સમાજને બાળલગ્ન, પ્રેતભોજન, કરિયાવર નાબૂદી જેવા કુરિવાજોમાંથી બહાર લાવવા સમાજ સુધારાલક્ષી પ્રવૃત્તિઓનો પ્રચાર, પ્રસાર અને મેળાવડા દ્વારા સુધારાના અવાજને બુલંદ બનાવવા તેમજ કેળવણી અને આરોગ્ય વિષયક સેવાઓમાં અગ્રેસર રહ્યા છે. હાલમાં પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈના દાદા પાટડી દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી દેસાઈએ ૧૯૪૭માં દેશ આઝાદ થતાં સરદારશ્રી વલ્લભભાઈ પટેલે દેશી રાજ્યોનું ઈ.સ. ૧૯૪૮માં ભારતમાં વિલીનીકરણમાં સહી કરી હતી.

વતન પાટડી, વિરમગામ, સચાણાના દેસાઈશ્રી/ભાયાતોની વંશાવલી પુસ્તકના પ્રણેતા શ્રી દેવીસિંહજી નારણસિંહજી દેસાઈ પાટડી રાજવી પરિવારોના સંપૂર્ણ અભ્યાસી અને જાણકાર છે. તેઓનો જન્મ પાટડી ખાતે થયેલ. તેઓના માતૃશ્રી શાંતાબેન અને પિતાશ્રી નારણસિંહજી દેસાઈ પાટડીમાં જૂની પોસ્ટ ઑફિસની સામે રહેતા હતા. તેઓનું પ્રાથમિક શિક્ષણ શ્રી સૂરજમલજી હાઈસ્કૂલ-પાટડી, કૉલેજનું શિક્ષણ અમદાવાદ સાયન્સ કૉલેજમાં લઈ બી.એસસી.ની ડીગ્રી મેળવેલ. કૉલેજના શિક્ષણ દરમ્યાન 'ડિસ્કવરી ઑફ ઈન્ડિયા' પુસ્તક વાંચતાં ઈતિહાસ વાંચવાનો શોખ જાગૃત થયો. ઈતિહાસ અને ધર્મના પુસ્તકોનું વિશેષ વાંચન કરતાં વતન પાટડીનો ઈતિહાસ જાણવા ગુજરાતના પાટીદારો પરંપરા અને પરિવર્તન, કણબી ક્ષત્રિય ઉત્પત્તિ અને ઈતિહાસ, વિરમગામ-પાટડીના રાજવીઓનું સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે પ્રદાન (લે. ડૉ. પ્રા. હર્ષદ બ્રહ્મભટ્ટ) શ્રી ઉમિયા માતાજી ૧૮મી શતાબ્દી મહોત્સવ સ્મૃતિગ્રંથ, પાટડી દર્શન, પાટડી કડવા પાટીદાર રજવાડું 'સોનાની હાટડી', ધરતીના કર્મદીપ જેવા અનેક પુસ્તકોનું વાંચન કરતાં તેઓને આ વંશાવલી તૈયાર કરવાની પ્રેરણા મળી.

શ્રી દેવીસિંહજીની પેઢી પાટડી દરબારશ્રી વખતસિંહજીના ભાયાત શ્રી અંબાભાઈની પેઢીમાં આવે છે. શ્રી અંબાભાઈને પાટડી દરબારશ્રીના ભાયાત તરીકે જેતાપુર ગામમાં ૧/૨ ભાગ મળેલ હતો. પાટડી રાજવીઓની વંશાવલીમાં જરૂરી તમામ દેસાઈ રાજવીઓનો કુટુંબ આંબો માહિતી રેકોર્ડ્સ માટે પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈનો અમૂલ્ય સહકાર શ્રી દેવીસિંહજીને પ્રાપ્ત થયેલ છે. પાટડીના વતની શ્રી ઈન્દ્રવદન (ઈન્દુચાચા) જે. પટેલ, દેસાઈ ભૂપેન્દ્રભાઈ મોહનલાલ તરફથી મળેલ 'વંશાવલી ટ્રી' પ્રેરણારૂપ થયેલ છે. વર્તમાનમાં છેલ્લી પેઢીઓના નામ મેળવવા શ્રી દેવીસિંહજીએ અંગત રીતે ઘણા કુટુંબોનો સંપર્ક કરી વંશાવલી તૈયાર કરી છે. આ વંશાવલીમાં '૦' નિશાન બતાવેલ પેઢીમાં આગળની વંશાવલી પ્રાપ્ત થઈ શકી નથી. અથવા તેઓના વંશજ નથી.

શ્રી દેવીસિંહજી સ્વભાવે સરળ, સંસ્કારી, વિદ્યાર્થીઓ અને વતનપ્રેમીને મદદ કરવાની ભાવનાવાળા છે. પાટડીમાં ભણેલા સૌ ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ તેઓથી પરિચિત છે. તેઓ કડવા પાટીદાર જ્ઞાતિ પરિવાર ટ્રસ્ટ-પાટડી, પાટડી બંધુ સમાજ-અમદાવાદ જેવી ઘણી સંસ્થાઓમાં સક્રિય છે. તેઓનો પરિવાર અમદાવાદમાં **'Lampros'** નામની પ્લેગ્રુપથી સિનિયર કે.જી. સુધીની સાત સ્કૂલો ચલાવે છે.

દેસાઈ દેવીસિંહજી ૨૦૧૨ની સાલમાં એક પ્રસંગમાં શ્રી અજીતભાઈ પ્રભાતકુમાર દેસાઈને મળ્યા ત્યારે વંશાવલી તૈયાર કરવાની ઈચ્છા દર્શાવી. તે સમયે શ્રી દેવીસિંહજીએ ખૂબ જ મહેનત કરી માહિતી એકઠી કરેલ હતી. તેનું સુંદર રીતે શ્રી કેયુર રાજેન્દ્રભાઈ દેસાઈએ ખૂબ જ મહેનત કરી સ્વખર્ચે ટાઈપ સેટીંગ કરી વંશાવલી તૈયાર કરેલ. સારો એવો પ્રયત્ન કરવા છતાં સંજોગોવસાત કામ અધૂરું રહેલ.

પાટડી કડવા પાટીદાર રજવાડુ 'સોનાની હાટડી'ની ગાથા સુંદર પુસ્તક તૈયાર થયું. જેનું વિમોચન તા. ૧૩-૪-૨૦૨૪ના રોજ ધરતી વિકાસ મંડળ, અમદાવાદ ખાતે થયું. આ સમયે આ વંશાવલી તૈયાર કરવાનું પુનઃ બીડું ઝડપ્યું.

દેસાઈશ્રી/ભાયાતોની વંશાવલી પુસ્તક તૈયાર કરવામાં પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ, યુવરાજશ્રી યશપાલસિંહજી, પાટડીના વતનપ્રેમી શ્રી દેવીસિંહજી નારણસિંહજી દેસાઈ, શ્રી બાબુલાલ ગીરધરલાલ પટેલ, પૂર્વ તંત્રી પાટડી દર્શન પત્રિકા, શ્રી દિનેશભાઈ માણેકલાલ દેસાઈ - માનદ મંત્રી પાટડી બંધુ સમાજ, અમદાવાદ તરફથી સહકાર મળેલ છે. આર્ટીસ્ટ દ્વારા દોરાયેલ વતન પાટડીના ચિત્રો શ્રી નરેન્દ્રભાઈ કે. પટેલ, સન બિલ્ડર્સ તરફથી મળેલ છે, જે બદલ તેઓનો આભાર માનીએ છીએ. શ્રી અજીતભાઈ પ્રભાતકુમાર દેસાઈ, શ્રી પ્રભાતકુમાર દેસાઈના પૌત્રો શ્રી કેયુરભાઈ રાજેન્દ્રભાઈ, શ્રી સૌરભ રાજેન્દ્રભાઈએ ફોટોગ્રાફસ તથા શ્રી કુણાલ અજીતભાઈએ પ્રિન્ટીંગનું કાર્ય ખૂબ જ સરસ અને લાગણીસભર કરવા તેમજ વતન પાટડીના ઘણા જ નામી અનામી વ્યક્તિઓની મદદ મળેલ છે. આ પુસ્તકનું તમામ ખર્ચ શ્રી દેવીસિંહજી દેસાઈએ અને શ્રી અજીતભાઈ દેસાઈ તરફથી મળેલ છે.

આ કાર્યમાં ઉત્સાહપૂર્વક પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે સાથ આપનાર તમામ પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરું છું. આ પુસ્તક શ્રી દેવીસિંહજીના પિતાશ્રી નારણસિંહજી અને તેમના માતૃશ્રી શાંતાબેનને હૃદયપૂર્વક અર્પણ કરીએ છીએ.

**ગીરીશ ચંદુલાલ દેસાઈ**
એ-૨૦૪, શ્રી હોમ્સ,
સાયન્સ સિટી, અમદાવાદ-૬૧.
મો. ૯૯૭૪૪ ૦૮૯૪૬

# અનુક્રમણિકા



## ભૂપેન્દ્ર પટેલ

મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય

તા. ૧૪-૦૫-૨૦૨૫

### સંદેશ

**"વંશાવલી એ પેઢી વારસાનો એવો દસ્તાવેજ છે, જ્યાં પૂર્વજોનું સ્મરણ ભવિષ્યની પેઢીઓની પગદંડી બની રહે છે."**

વર્તમાન જીવન એ ઐતિહાસિક ઘટનાઓની હારમાળાથી સર્જાયેલું છે. માનવ જીવન માત્ર પોતાનું જ નથી હોતું, એ પૂર્વજો, સંસ્કૃતિ, સંસ્કાર અને વારસાનો એક અવિભાજ્ય ભાગ હોય છે. દરેક વ્યક્તિની પાછળ અનેક પેઢીઓની કહાની હોય છે. પેઢીઓના પૂર્વજોનું ચિત્ર વંશાવલીના માધ્યમથી ઉજાગર થાય છે. પહેલાનાં સમયમાં રાજવંશોની વંશાવલી તૈયાર કરીને સાચવવાની પરંપરા હતી. તેનું મુખ્ય કારણ હતું, પૂર્વજોનું દસ્તાવેજીકરણ. વેદકાલીન ગ્રંથો, પુરાણો અને અન્ય શાસ્ત્રોમાં પણ અનેક વંશોની વિગતો મળી આવે છે.

**"વંશાવલી"** અથવા **"પરિવાર વૃક્ષ"** એ કુટુંબના સભ્યોના સંબંધોને ક્રમબદ્ધ રીતે રજૂ કરવાની અનોખી શૈલી છે. કુટુંબના દરેક સભ્યના નામ, જન્મ અને મૃત્યુ તારીખ તેમજ તેમના સંબંધો, લોકો અને તેમના સાંસ્કૃતિક પરંપરાઓના સંબંધો વંશાવલીમાં સમાવિષ્ટ કરવામાં આવે છે, જેનાથી લોકોને પોતાનો ઐતિહાસિક અમૂલ્ય વારસો જાણવાની અમૂલ્ય તક મળે છે.

**ગુજરાત**માં **કડવા પાટીદારો**ની **વંશાવલી** પ્રકાશિત થઈ રહી છે, જેના માટે અભિનંદન. કોઈપણ પેઢીની વંશાવલી તૈયાર કરવી એ ભગીરથ કામ છે. ઐતિહાસિક ઘટનાઓની પરિવાર વૃક્ષ રૂપે રજૂઆત ગહન સંશોધનનો વિષય છે. **શ્રી ભીમસિંહજી પટેલ**થી છેલ્લા **રાજવી પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી દેસાઇ** સુધીની પેઢીનું દસ્તાવેજીકરણનું મહાન કાર્ય **અજીતકુમાર** અને **દેવીસિંહ દેસાઇ** દ્વારા થયું છે, જે બિરદાવવા લાયક છે.

**દરબાર શ્રી જોરાવરસિંહજી**ના કુશળ વહીવટને કારણે પાટડીનો વિકાસ થયો હતો, જેથી **"પાટડી સોનાની હાટડી"** એવી લોકોક્તિ લોકમુખે વહેતી થઇ હતી. સેવાકીય સત્કાર્યો થકી સમાજનો સર્વાંગી વિકાસ થાય છે. પાટડી સ્ટેટના રાજવીઓએ માતબર રકમનું વિવિધ શૈક્ષણિક સંસ્થાઓમાં દાન આપ્યું હતું, જે એમની દીર્ઘદૃષ્ટિ અને પરોપકાર ભાવના દર્શાવે છે. સમાજ સમૂહલગ્ન તરફ વળે એ માટેના પાટડીના રાજવી પરિવારના પ્રયત્નો અવિસ્મરણીય છે.

વતન સેવા અને ભક્તિ ભાવનાથી પાટડી વતનીઓનાં હૈયાં હરહંમેશ તરોતાજા રહે એ માટે આ વંશાવલીનું સંકલન **પાટડી દર્શન ડિરેક્ટરી** આવનારી પેઢી માટે ઐતિહાસિક ભવ્ય વારસો બની રહે એ જ અભ્યર્થના.

**આપનો,**

(ભૂપેન્દ્ર પટેલ)



**પાટડી રાજવી પરિવાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ સાથે ગુજરાત રાજ્યના માન. મુખ્યમંત્રીશ્રી ભૂપેન્દ્રભાઈ પટેલ**

## રાજગઢી
# શ્રી શક્તિ માં મંદિર, પાટડી




॥ શ્રી ઉમાત્મા શરણમસ્તુ મામમત્રેવ્યપિ ॥

Trust Regd. No.: A-943, Mehsana PAN : AAATK2933L

**કડવા પાટીદાર કુળદેવી શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા**

**Kadva Patidar Kuldevi Shri Umiya Mataji Sansthan, Unjha**



તા. ૨૮-૦૫-૨૦૨૫

## શુભેચ્છા સંદેશ

### વંશાવલી એ પૂર્વજોનો વારસાનો દસ્તાવેજ છે.

દરેક વ્યક્તિની અગાઉની પેઢીઓની કહાનીઓ હોય છે, પેઢીઓના પૂર્વજોનું ચિત્ર વંશાવલીના માધ્યમથી ઉજાગર થાય છે. પહેલાં સમયમાં રાજા રજવાડાઓ વંશાવલી તૈયાર કરી સાચવવાની પરંપરા હતી જેમાં દસ્તાવેજીકરણ, વેદકાલીન ગ્રંથો, પરિવારના દરેક સભ્યનું નામ, જન્મ, લગ્ન, મૃત્યુની તિથિ તારીખ તેમજ તેમના સંબંધો સાંસ્કૃતિક પરંપરાઓ વંશાવલીમાં સમાવેશ કરવામાં આવે છે. જેનાથી લોકોને પોતાનો ઐતિહાસિક અમૂલ્ય વારસો જાણવાની અમૂલ્ય તક મળે છે.

કોઈપણ પેઢીની વારસો દર્શાવતી વંશાવલી તૈયાર કરવી એ ભગીરથ કાર્ય છે. ઐતિહાસિક ઘટનાઓની પરિવાર વૃક્ષ સ્વરૂપે રજૂઆત ગહન સંશોધનનો વિષય છે. શ્રી ભીમસિંહજી પટેલથી છેલ્લા રાજવી પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી દેસાઈ સુધીની પેઢીનું દસ્તાવેજીકરણનું મહાન કાર્ય અજીતકુમાર અને દેવીસિંહ દેસાઈ દ્વારા થઈ રહ્યું છે તે અભિનંદનને પાત્ર છે.

દરબારશ્રી જોરાવરસિંહજીના કુશળ વહીવટને કારણે પાટડીનો વિકાસ થયો હતો જેથી "પાટડી સોનાની હાટડી " એવી લોકવાયકા વહેતી થઈ હતી, પાટડી રાજવીઓના સેવાકીય સતકાર્યો થકી સમાજનો સર્વાંગી વિકાસ થાય છે. પાટડી સ્ટેટના રાજવીઓએ માતબર રકમનું વિવિધ શૈક્ષણિક-ધાર્મિક સંસ્થાઓમાં દાન આપ્યુ હતું. જે એમની દિર્ઘ દ્રષ્ટિ અને પરોકારની ભાવના પ્રદર્શિત કરે છે. સમાજ સમૂહલગ્ન તરફ વળે અને સમાજના નાણાં બચે તે માટેના પાટડીના રાજવી પરિવારના પ્રયત્નો અવિસ્મણીય છે.

પાટડી દરબારશ્રીએ પાટીદારોને સંગઠિત રાખવામાં અને મા ઉમિયાનો ભક્તિભાવ વધારવામાં અમૂલ્ય યોગદાન આપ્યુ છે.

સેવા અને ભક્તિભાવનાથી પાટડી વતનીઓનાં વંશાવલીનું સંકલન પાટડી દર્શન ડિરેક્ટરી આવનારી પેઢી માટે ઐતિહાસિક વારસો બની રહે એજ મા ઉમિયાને પ્રાર્થના.



"મા ઉમિયાના આશીર્વાદ સદૈવ આપના પરિવાર ઉપર ઉપરતા રહે એ જ પ્રાર્થના"

| ગોવિંદભાઈ જી. પટેલ (સનહાર્ટ) | રમેશભાઈ પી. પટેલ (દૂધવાળા) | બાબુભાઈ જે. પટેલ ( BJP ) |
|---|---|---|
| ઉપપ્રમુખ | ઉપપ્રમુખ | પ્રમુખ |
| શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા | શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા | શ્રી ઉમિયા માતાજી સંસ્થાન-ઊંઝા |

Unjha : 384170 (North-Guj.) India. Phone : Office : 02767 - 245472, M. 85110 16000
Guest House : 02767 - 246474, M. 85110 17000, Bhojanalay : 02767 - 245474
Web : www.maaumiya.com • Email : umiyamatajiunjha@gmail.com • umiyamatajiunjha umiyamataunjha



રાધામાના ઝરૂખાનો પાછળનો ભાગ - ફોટોગ્રાફ કડવા પાટીદાર હોલના સ્થળેથી લીધેલ છે.









## ''શુભેચ્છા સંદેશ''

ઈ.સ. ૧૫૬ માં રાજા વ્રજપાલજીએ ઉમાપુર (ઊંઝા) વસાવ્યું. તેઓ શિવભક્ત હતા. તેમણે ઉમાપુરમાં મંદિરનું નિર્માણ કરી પોતાના કુળદેવી તરીકે શિવ પત્ની મા પાર્વતી કે જેમનું બીજું નામ મા ઉમિયા છે, તેમની પ્રાણ - પ્રતિષ્ઠા કરી. આ સમય દરમિયાન પાટડીના દેસાઈઓનું રાજ હતું. તેમણે ૧૭૯૨ વર્ષ સુધી રાજ કર્યું, તેની છેલ્લા ૭૫૦ વર્ષની વિગતવાર વંશાવલીના દસ્તાવેજના વિમોચન પ્રસંગે વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન પરિવાર ગૌરવ અને આનંદની લાગણી અનુભવે છે.

ઉપલબ્ધ વંશાવલી મુજબ ભીમસિંહજી પટેલ (ઈ.સ. ૧૨૭૫) થી છેલ્લા રાજવી પાટડી દરબારશ્રી કર્ણસિંહજી કિસનસિંહજી દેસાઈ (ઈ.સ.૨૦૨૫) જે અત્યારે હયાત છે. એટલે કે ૨૦૨૫ સુધીના રાજવીઓની વંશાવલીનો આ ભવ્ય ગ્રંથ "ધરતી" ના કર્ણધાર એવા સ્વ.શ્રી પ્રભાતકુમાર દેસાઈના પુત્ર શ્રી અજીતકુમાર પ્રભાતકુમાર દેસાઈ તથા દેવીસિંહ નારણસિંહ દેસાઈએ ખૂબ જ મહેનત કરીને તૈયાર કર્યો છે. તે માટે તેમને કોટિ કોટિ અભિનંદન પાઠવું છું.

સમગ્ર ભારતના ૫૬૫ રાજવીઓમાં એકમાત્ર કડવા પાટીદાર પાટડી દરબારે શૌર્ય અને વીરતા સાથે પ્રજાજનોના હમદર્દ બનીને રાજ કર્યું હોય ત્યારે તેનું ગૌરવ સમગ્ર પાટીદાર સમાજ અનુભવે તે સ્વાભાવિક છે અને તેમના વંશાવલીનો ગ્રંથ તૈયાર કરીને સમાજને સમર્પિત કરવાનો ઉત્તમ વિચાર જે કોઈને આવ્યો છે તેમને ખૂબ ખૂબ અભિનંદન પાઠવું છું.

મને વિશ્વાસ છે કે સમાજની ધરોહર કહી શકાય તેવા આ ગ્રંથના વિમોચનથી રાજવી પરિવાર તરીકે કડવા પાટીદારોનો ભવ્ય અને ઐતિહાસિક વારસો સમગ્ર સમાજ માટે અવિસ્મરણીય સંભારણું તો બની જ રહેશે, પરંતુ તે સાથે વીરતા પરમો ધર્મ અને એકતા પરમો ધર્મના મંત્રને સાંપ્રત પરિસ્થિતિમાં સામાજિક સ્તરે ઉજાગર કરવામાં આ ગ્રંથ અત્યંત ઉપયોગી બની રહેશે.

પાટીદારોના ભવ્ય ભૂતકાળની વિરાસતને ઉજાગર કરતી તેમજ વૈશ્વિક કક્ષાએ ધાર્મિક અને સામાજીક ક્ષેત્રે કાર્ય કરતી સંસ્થા એટલે વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન. જે સનાતન ધર્મ - સંસ્કૃતિ અને રાષ્ટ્ર ચેતનાની વિચારધારા સાથે આધ્યાત્મિક ચેતનાની જ્યોતને પ્રજ્વલિત કરવા અમદાવાદ મુકામે ૧૦૦ વીઘા જમીનમાં ''વિશ્વ ઉમિયાધામ'' નું નિર્માણ કરી રહેલ છે. જ્યાં જગતજનની મા ઉમિયાના વિશ્વના ઊંચામાં ઊંચા મંદિરના નિર્માણ સાથે અનેકવિધ સામાજીક - શૈક્ષણિક પ્રવૃત્તિઓ દ્વારા યુવા અને મહિલા સશક્તિકરણ માટે વ્યાપક સ્તરે કાર્ય થઈ રહેલ છે, ત્યારે...

ક્રાંતિકારી વિચારો ધરાવતા યુવા નેતૃત્ત્વને સદર ગ્રંથમાંથી બુનિયાદી શીખ અને શક્તિ મળી રહેશે તેવા વિશ્વાસ સાથે હાલના પાટડી દરબાર કર્ણસિંહજીના સમગ્ર પરિવાર ઉપર જગતજનની મા ઉમિયાની કૃપા સદૈવ બની રહે તેવી માતાજીને પ્રાર્થના કરું છું અને સદર વંશાવલી ગ્રંથ તૈયાર કરવામાં સહયોગી બનનાર સર્વે સમાજશ્રેષ્ઠી મિત્રો અને તેમની સમગ્ર ટીમને ધન્યવાદ સાથે શુભેચ્છા પાઠવું છું.

આર. પી. પટેલ
પ્રમુખ
વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન

પ્રતિ,
શ્રી અજીત પ્રભાતકુમાર દેસાઈ
અમદાવાદ


Off : Vishv Umiyadham, Opp. Vaishnodevi Tample, Vishv Umiyadham Road, S.G Highway, Ahmedabad-21
Mob. : 72020 80 222 / 333 | www.vuf.org | Email : contact@vuf.org



પાટડી રાજવી પરિવાર યુવરાજસિંહ યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈ,
ગુજરાત રાજ્યના માન. મુખ્યમંત્રી શ્રી ભૂપેન્દ્રભાઈ પટેલ તથા પાટડી દેસાઈ પરિવારના વતનપ્રેમીઓ

# વિશ્વ ઉમિયાધામ અમદાવાદ







શ્રી સરદાર વલ્લભભાઈ પટેલના પ્રયત્નોથી ભારતના રાજવીઓએ પોતાના રજવાડા ભારત સરકારને સોંપ્યા હતા. તે તમામ રાજવી પરિવારના વારસદારોનું સન્માન એક લાખની જનમેદનીની ઉપસ્થિતિમાં વિશ્વ ઉમિયાધામ તરફથી તા. ૩૧-૧૦-૨૦૨૩ના રોજ અમદાવાદમાં કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પાટડી રાજ્યના રાજવી પરિવારના વારસદાર યુવરાજશ્રી યશપાલસિંહજી કર્ણિસિંહજી દેસાઈનું સંસ્થાના પ્રમુખશ્રી આર. પી. પટેલ દ્વારા મોમેન્ટો આપીને સન્માન કરવામાં આવ્યું.

### સમાજ સુધારણાના ધ્યેયને વરેલી સંસ્થા એટલે

# ધરતી વિકાસ મંડળ, અમદાવાદ

## પ્રવૃત્તિઓની ઝલક

- ધરતીમ્યૂટરાઈઝ્ડ લગ્ન સહાયક કેન્દ્ર
- સાદગીપૂર્ણ લગ્ન યોજના
- મહિલા સ્વાવલંબન કેન્દ્ર
- ધરતી મહિલા જાગૃતિ મંડળ
- ધરતી ટિફિન સેવા યોજના



- ઉમા મહિલા ઉદ્યોગ મંદિર (વ્યાવસાયિક તાલીમ કેન્દ્ર)
- વડીલ-વૃંદાવન
- 'ધરતી' માસિકનું પ્રકાશન
- કૌટુંબિક અને કાનૂની સમસ્યા સલાહ કેન્દ્ર
- નાસ્તા વેચાણ કેન્દ્ર



'ધરતી'ની પ્રવૃત્તિઓના ફેલાવા માટે
ધરતી સાથે જોડાઓ સેવાનો લ્હાવો લો



**સ્થાપક સભ્ય : શ્રી પ્રભાતકુમાર મફતલાલ દેસાઈ (સ્થાપના-૧૯૪૮)**



DARBAR SHRI PATDI

"યતો ધર્મ સ્તતો જય:"

## કડવા પાટીદાર રજવાડુ "સોનાની હાટડી"

# પાટડીના

## રાજવી દરબારશ્રી

**૧**

દરબારશ્રી ભાવસિંહજી ઉદેકરણસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૭૪૧ થી ૧૭૫૩

**૨**

દરબારશ્રી નાથુસિંહજી ભાવસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૭૫૩ થી ૧૭૯૬

**૩**

દરબારશ્રી વખતસિંહજી નાથુસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૭૯૬ થી ૧૮૨૮

**૪**

દરબારશ્રી હરિસિંહજી વખતસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૮૨૮ થી ૧૮૩૭

**૫**

દરબારશ્રી કુબેરસિંહજી વખતસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૮૩૭ થી ૧૮૪૫

**૬**

દરબારશ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૮૪૫ થી ૧૮૭૫

**૭**

દરબારશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૮૭૫ થી ૧૮૮૪

**૮**

દરબારશ્રી સૂર્યમલસિંહજી જોરાવરસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૮૮૪ થી ૧૯૧૩

**૯**

દરબારશ્રી દોલતસિંહજી સૂર્યમલસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૧૩ થી ૧૯૨૮

**૧૦**

દરબારશ્રી રઘુવીરસિંહજી દોલતસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૨૮ થી ૧૯૪૦
સગીર હોવાથી  સરકારશ્રી તરફથી મેનેજમેન્ટ થયેલ હતું.

**૧૧**

દરબારશ્રી નારણસિંહજી ચંદ્રસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૪૦ થી ૧૯૪૧

**૧૨**

દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી દેસાઈ
ઈ.સ. ૧૯૪૧ થી ૧૯૪૮
(ભારત આઝાદ થતા દેશી રજવાડાઓનું વિલીનીકરણ કર્યું.)

**૧૩**

દરબારશ્રી કિસનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ

**૧૪**

દરબારશ્રી કર્ણિસિંહજી કિસનસિંહજી દેસાઈ



**દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી દેસાઈ** (સ્વર્ગવાસ ૧૯૭૮)

ઈ.સ. ૧૯૪૧ થી ૧૯૪૮

ભારત આઝાદ થતા સરદાર શ્રી વલ્લભભાઈ પટેલે દેશી રજવાડાઓનું વિલિનીકરણ કર્યું.



**દરબાર શ્રી કિસનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ**

# વતન ભક્તિ

પ્રભાતકુમારને પોતાના વતન પાટડી પ્રત્યે અનહદ પ્રેમ હતો. પાટડી માટે શું કરું ? શું ન કરું? એવું સતત તેઓ વિચારતા હતા. મૃત્યુના અંતિમ દિવસો સુધી પાટડી સાથેના તેઓના સંબંધો રહ્યા હતા.

૧૯૫૬માં 'પાટડીબંધુ સમાજ' અમદાવાદની સ્થાપના કરી. અમદાવાદમાં વસતા પાટડીના વતનીઓનું દર વર્ષે સ્નેહમિલન યોજાતું હતું. શરૂઆતથી જ પ્રભાતકુમાર આમાં રસ લેતા હતા. પણ થોડા વર્ષો સુધી પાટડી બંધુ સમાજની કાર્યકરોના અભાવે પ્રવૃત્તિ થંભી ગઈ, સત્તાવીસ વર્ષના અંતે સંસ્થાની પુનઃ સ્થાપના થઈ. ૨૬મી જાન્યુઆરી ૧૯૮૩ દિવસે અમદાવાદમાં નારણપુરા વિસ્તારમાં આવેલ કામેશ્વર મહાદેવ હૉલમાં મોહનલાલ કાળીદાસ ઠક્કરના પ્રમુખસ્થાને સ્નેહસંમેલન યોજાયું. આ સમ્મેલનમાં "પાટડી બંધુ સમાજ - અમદાવાદની પુનઃ સ્થાપના કરવામાં આવી, બંધારણ સમિતિ અને એડહોક વ્યવસ્થાપક સમિતિની રચના કરવામાં આવી. સમિતિના સભ્ય તરીકે શ્રી પ્રભાતકુમાર દેસાઈની નિમણુંક થઈ. તેઓએ 'પાટડી બંધુ સમાજ'નું સુવ્યવસ્થિત બંધારણ બનાવ્યું, ૧૯૮૩ પછી 'પાટડીબંધુ સમાજ'ની તમામ મીટિંગોમાં તેઓની ઉપસ્થિતિ હોય જ.

'ધરતી'ના તંત્રી અને વ્યવસ્થાપક સમિતિમાંથી રાજીનામું આપ્યું પછી તેઓનું મન પાટડી તરફ વધારે લાગેલું દેખાતું હતું. 'પાટડી દર્શન' ત્રિમાસિક પત્રિકાનું ૨૬-૧-૧૯૯૧ થી સંપાદનનું કાર્ય સ્વીકારી લીધું, સુંદર માહિતીસભર પત્રિકા તૈયાર કરવા લાગ્યા. તા.૩૧-૭-૧૯૯૬ સુધી આ પત્રિકાનું સંપાદન કરતા હતા. તેઓના કાર્યથી પાટડીના બધા જ લોકો ખૂબ જ ખુશ હતા. નિઃસ્વાર્થ ભાવના અને સેવાની વૃત્તિથી તેઓ કાર્ય કરતા હતા. નાદુરસ્તી હોવા લખતા. તેઓના કાર્યથી પ્રેરાઈને ૧૨-૬-૧૯૯૪ ના દિને ફરીથી તેઓનું સન્માન પાટડી બંધુ સમાજે મ્યુનિસિપલ શાળા, નારણપુરામાં કર્યું હતું.

**'પાટડી દર્શન' ગ્રંથના લેખક :**

પાટડીનું આગવું સ્થાન સમગ્ર કડવા પાટીદાર સમાજમાં રહેલું છે. પાટડીનો ૧,૦૦૦ વર્ષની ઐતિહાસિક માહિતીથી સભર ગ્રંથ 'પાટડી દર્શન' પ્રભાતકુમારે લખ્યો. પાટડીના નરેશોની માહિતી ફરી ફરીને તેઓએ એકત્ર કરી. અનેકવાર પાટડી ગયા, પોતાના સહકાર્યકરો સાથે મીટિંગો યોજી, જૂના દસ્તાવેજો મેળવીને એકત્રિત માહિતીના આધારે 'પાટડીદર્શન' નામનો સુંદર માહિતીસભર ગ્રંથ પ્રભાતકુમારનું સૌથી મોટું પ્રદાન છે. ૧૯૮૬માં આ ગ્રંથ પ્રગટ થયો. ગ્રંથના વિમોચન પ્રસંગે પાટડી નરેશ શ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ લખે છે કે -

"આ સમગ્ર ગ્રંથનું પ્રકાશન 'પાટડીબંધુ સમાજ'ના અગ્રણી સ્થાપક શ્રી પ્રભાતકુમાર દેસાઈની સખત મહેનતનું પરિણામ છે. છેલ્લા પચાસ વર્ષના સતત પુરૂષાર્થ અને નિઃસ્વાર્થ નિષ્ઠાભરી સેવાના ફળરૂપે, ગુજરાતભરમાં 'ધરતી વિકાસ મંડળ' એક વિશાળ વટવૃક્ષ સ્વરૂપે વિકસ્યું છે, એના પાયમાં શ્રી પ્રભાતકુમાર દેસાઈનો દઢ સંકલ્પ અને સેવાભાવ રહેલો છે. આવી વિશાળ સંસ્થા સાથે આજીવન સંલગ્નતા હોવા છતાં, આ ગ્રંથનું સંકલન કાર્ય એમણે નિષ્ઠાપૂર્વક ઉપાડી લીધું, પાટડીનો ઈતિહાસ એકત્ર કરવા, પુસ્તકાલયોમાં જઈને ઘણા બધા ગ્રંથો વાંચવાની અવિરત જહેમત ઉઠાવીને એમણે પ્રમાણભૂત ઈતિહાસ લખ્યો છે. એમના આ પુરુષાર્થ વિના, આ ઈતિહાસ લખાયો જ ન હોત. પાટડી બંધુ સમાજને આર્થિક દષ્ટિએ પગભર કરવા માટે પણ અનેક ટાંપાં એમણે ખાધાં છે અને માતબર રકમની જાહેરખબરો અને આર્થિક સહાય મેળવી છે. 'પાટડી બંધુ સમાજ'ના પ્રારંભના સ્થાપક અને એને પુનર્જિવિત કરવામાં પણ પાયાની પ્રેરણારૂપ શ્રી પ્રભાતકુમાર દેસાઈનો સમગ્ર પાટડીબંધુ સમાજ વતી અમે આભાર માનીએ છીએ."

'પાટડી દર્શન'ની પ્રસ્તાવનામાં શ્રી પ્રભાતકુમારે લખ્યું છે કે -

"વતનની ધૂળથી માથું ભરી લઉં 'આદિલ'
અરે ! આ ધૂળ પાછી ઉમ્રભર મળે ન મળે."

"મને ઊંડી મહોબ્બત છે સદા મારા વતન માટે છતાં એથી અધિક ઊંડી જગતના સર્વજન માટે."

**હું તો છું વતનનો વૈતાલિક :**

હું પાટડીનો, પાટડી મારું વહાલું વતન.

જિંદગીનાં પ્રથમ બાર વર્ષ વતનની ધૂળમાં મસ્તીથી હું ખેલ્યો-કૂદ્યો. એ વતનની ધૂળ સ્પર્શ મને વર્ષોથી સ્વર્ગીય સુખની અનુભૂતિ કરાવતો રહ્યો છે.

મને બરાબર યાદ છે, દાદાજી સાથે ઝારેશ્વર મહાદેવના દર્શને હું જતો, ત્યારે માંડવીના ચબૂતરા ઉપર લહેરાતા ત્રિરંગા રાષ્ટ્રધ્વજને હું વંદન કરતો.

બાર વર્ષની ઉંમરે, મેં દાદાજીની છત્રછાયા ગુમાવી. વધુ સમય વતનનો લહાવો માણવાની મહામૂલી તક હું ગુમાવી બેઠો. વતન છોડતાં, માતાથી વિખુટા પડેલા બાળક જેવી મારી સ્થિતિ થઈ.

વચગાળામાં, અડધી સદીનો અંતરપટ છવાઈ ગયો.

અડધી સદી પછી, વતનની ધૂળને માથે ચઢાવી લેવાની સોનેરી તક મને મળતાં શું મળી ગઈ ! આજથી ત્રણ વર્ષ પહેલાં, પાટડી બંધુસમાજ-અમદાવાદ તરફથી, અમદાવાદમાં

વસતાં પાટડીનાં કુટુંબોની 'કૌટુંબિક માહિતી' (ડિરેક્ટરી) પ્રસિદ્ધ કરવાનો સંકલ્પ થયો. આ ડિરેક્ટરી સાથે, પાટડીના ઇતિહાસની એક ઝલક મૂકવાનો મેં આગ્રહ રાખ્યો અને હોંશથી સામે પગલે, સંસ્થા પાસે, એના લેખન-સંપાદનનું કામ માગી લીધું. આવી પાટડીના ઇતિહાસની ગરિમા માણવાની, પાટડીના ઇતિહાસને જીવી જાણવાની તક હું કેમ જતી કરું ?

અડધી સદીના મારા અમદાવાદના વસવાટને લીધે હું આજ દિન સુધી વતન પાટડીની કંઈ જ સેવા નથી કરી શક્યો એનો મને ભારે રંજ છે. વૃદ્ધાવસ્થામાં, 'પાટડી દર્શન'ના સર્જન નિમિત્તે, પાટડીના ઇતિહાસની ખોજ કરતાં કરતાં, પાટડીના નામની માળા તો જપી લઉં, વતનની ધરતીની થોડીક ભક્તિ તો કરી લઉં, એવા હૃદયભાવ મારામાં જાગી ઊઠ્યો.

આમ, વતન-ભક્તિના રંગે રંગાઈ જઈને, શરૂમાં ગૂજરાત વિદ્યાપીઠના ગ્રંથાલયમાં અને પાછળથી ભો. જે. વિદ્યાભવનના ગ્રંથાલયમાં હું ગયો અને કેટલાક ગ્રંથો વાંચ્યા. આ સિવાય બીજેથી પણ મળેલાં પુસ્તકો હું વાંચી ગયો. જે કંઈ માહિતી પુસ્તકોમાંથી, પાટડીની ધરતી પરના ઐતિહાસિક અવશેષોમાંથી અને લોકમુખેથી પ્રાપ્ત થઈ, તે હું નોંધતો ગયો. ગુજરાત સાહિત્ય પરિષદના પ્રમુખ શ્રી કે. કા. શાસ્ત્રી, ભો. જે. વિદ્યાભવનના નિયામકશ્રી પ્રિ. દોલતભાઈ દેસાઈ, પ્રિ. ચતુરભાઈ પટેલ, ગુજરાત સેકન્ડરી એજ્યુકેશન બોર્ડના ભૂતપૂર્વ ચેરમેન શ્રી પી. સી. પરીખ, શ્રી પ્રફુલ્લ રાવળ, શ્રી ડી. કે. પટેલ (વિરમગામવાળા) વગેરેએ ઇતિહાસની ખોજ માટે દિશાસૂચન કરી મને પ્રોત્સાહિત કર્યો.

પાટડીના ઇતિહાસમાં ડોકિયું કરવા, ઉપરા ઉપરી સાત-સાત વખત પાટડીની મેં હોંશે હોંશે પ્રદક્ષિણા કરી છે. પાટડીની રાજગઢી અને રાજમહેલ સાથે ઉત્સુકતાથી નજર મિલાવી મિલાવીને ઇતિહાસને પામવા હું મથ્યો છું. પાટડીના ઇતિહાસની ગરિમા જાણવા, એક વખતના અડીખમ રક્ષક એવા પાટડીના કિલ્લાના જીર્ણ બૂરજો સામે એકી ટશે મેં મીંટ માંડ્યા કરી છે. પાટડીના સ્વાતંત્ર્યની રક્ષા કાજે, પાટડીની ભૂમિને પોતાના શોણિતથી રંગી દઈને વીરગતિને પામેલા શૂરવીરોની યાદ આપતા પાળિયાઓ સાથે મેં ધરાઈને વાતો કરી છે. ૧૦૦૦ વર્ષ પહેલાં, રાજમાતા શક્તિદેવી અને પાટડીપતિ હરપાળદેવે પાટડીને બાંધેલા પ્રથમ તોરણની યાદ આપતા જીર્ણ ટોડલાઓ પાસે સૈકાઓ જૂના પાટડીના ઇતિહાસને જાણવા મેં ક્યાંય સુધી કાન ધર્યા કર્યા છે. સતીમાતા રતનબાના પાળિયાને નમ્ર ભાવે વંદન કરી, સમાજના ઇતિહાસની મેં પૃચ્છા કરી છે. દીકરીઓ સાસરે ગયા પછી દુઃખી ન થાય એ માટે પોતાનું બલિદાન આપી સતીમાતાએ સમાજની આંખો ખોલી નાંખી છે. આવાં બલિદાનો ભાવિ સમાજને ખતરામાંથી બચાવી લેવા માટે દીવાદાંડી રૂપ છે. પાટડીનું પ્રાચીન જૈનદેરાસર અને જૈનતીર્થંકરોની ધાતુની પ્રાચીન મૂર્તિઓ તેમજ પાટડીનાં સંખ્યાબંધ ધાર્મિક સ્થળોને વંદના કરતાં, પાટડી રાજ્યના સૂત્ર 'યતો ધર્મ સ્તતો જયઃ' ની યાદ મને તાજી થઈ આવી છે.

પાટડીની ભૂમિનાં રજકણોને મેં લાંબા શ્વાસે ક્યાંય સુધી સૂંઘ્યા કર્યાં છે. એ રજકણોની ભીતરમાંથી શૌર્ય અને સ્વાતંત્ર્યની ભરપૂર ખુમારી, ધર્મ અને સદાચારની મનને મુગ્ધ કરી દે એવી અજબ ફોરમ રેલાતી મેં અનુભવી છે. એ જ રજકણોનો સંસ્કાર વારસો પાટડીની પ્રજાના લોહીમાં વર્ષોથી ધબકતો રહ્યો છે.

ઝાલા હરપાળદેવથી માનસિંહજી સુધીના પચીસ રાજવીઓ અને દેસાઈ ભાવસિંહજીથી પ્રતાપસિંહજી સુધીના રાજવીઓના સમયના ઇતિહાસની ઝલક આ ગ્રંથમાં આપવાનો મારો નમ્ર પ્રયાસ રહ્યો છે.

મારો એકરાર છે, હું કોઈ ઇતિહાસકાર નથી. 'પાટડી દર્શન'માં પાટડીનો ઇતિહાસ લખ્યાનો મારો કોઈ દાવો નથી. અડધી સદીથી પણ વધુ લાંબા સમય માટે વતનથી વિખુટા પડેલા એક વતનપ્રેમીનું આ વતન-દર્શન જ છે. મેં તો વૃદ્ધાવસ્થામાં મારા રૂપેરીવાળમાં વતનની ધૂળ ભરી લઈને વતનપ્રેમીની મસ્તી માણી છે – વતનની ભક્તિ જ કરી જાણી છે. હું તો છું માત્ર વતનનો વૈતાલિક.

પાટડીના સામાજિક કાર્યકર આદરણીય શ્રી કાન્તિલાલ કા. ઠક્કર, શ્રી ભૂપતભાઈ દેસાઈ, શ્રી અચલસિંહજી દેસાઈ અને તેમના સાથી કાર્યકરોનો 'પાટડી દર્શન'ના સર્જનમાં પ્રેમપૂર્વકનો ભરપૂર સહયોગ મને મળ્યો છે અને એવો જ ઉદાર સહયોગ પાટડીના રાજકુટુંબના સભ્યો શ્રી કિશનસિંહજી, શ્રી દિલીપસિંહજી, શ્રી રાજેન્દ્રસિંહજી, શ્રી ચૈતન્યસિંહજી, શ્રી સુરેશસિંહજી વગેરેએ આપ્યો છે. નામી-અનામી સર્વ સહયોગીઓનો હું હાર્દિક આભાર માનું છું.

અંતમાં, જાણે-અજાણે મારી કોઈ ક્ષતિ રહી ગઈ હોય તો, વાચકોની ક્ષમા માગી લઉં છું.

વતનની સેવા અને ભક્તિની ભાવનાથી પાટડીના વતનીઓનાં હૈયાં સદાય છલકાતાં રાખવામાં, 'પાટડી દર્શન' નિમિત્તરૂપ બની રહે એ જ અંતરેચ્છા.

**– પ્રભાતકુમાર દેસાઈ**
**(ઈ.સ. ૧૯૮૬)**

*મને ઊંડી મહોબ્બત છે સદા મરા વતન માટે*
*છતાં એથી અધિક ઊંડી જગતના સર્વજન માટે.*

– શેખાદમ આબુવાલા

●

મારા પિતાશ્રીનો જન્મ તા. ૨૦-૧-૧૯૨૩ (વસંત પંચમી)ના શુભ દિવસે પાટડી-દેસાઈ કુટુંબમાં થયો હતો. પરંતુ ૧૨ વર્ષની ઉંમરે દાદાજીની છત્રછાયા ગુમાવતા ૧૯૩૫માં અભ્યાસાર્થે કડી-બૉર્ડિંગ તથા દરબારશ્રી સુરજમલજી બૉર્ડિંગ અમદાવાદ જવાથી વતનનો લ્હાવો માણવાની મહામૂલી તક ગુમાવી બેઠેલા. પરંતુ અમદાવાદમાં રહીને 'પાટડી બંધુ સમાજ'ની સ્થાપના ૧૯૫૬માં કરી હતી અને ત્યારબાદ ૧૯૮૩માં પુનર્જિવીત કરવામાં સક્રિય ભાગ ભજવેલ હતો.

તેમણે ૧૯૮૬માં એટલે કે તેમની ૬૩ વર્ષની ઉંમરે પાટડીનો ૧૦૦૦ વર્ષનો ઈતિહાસ એકઠો કરી 'પાટડી દર્શન'નો ખૂબ સુંદર ગ્રંથ તૈયાર કરી સમાજને ભેટ આપ્યો હતો.

આ ગ્રંથને નવા સ્વરૂપે વર્ષ ૨૦૨૪માં મારી ૬૮ વર્ષની ઉંમરે પાટડી કડવા પાટીદાર રજવાડું 'સોનાની હાટડી'ની ગાથા સ્વ-ખર્ચે ખૂબ સુંદર તૈયાર કરી મને વતન ભક્તિ કરવાની તક મળી છે. આ ગ્રંથ તૈયાર કરવામાં પાટડીના વતનપ્રેમીઓ તથા દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજીનો હું ખૂબ ખૂબ આભારી છું.

આ ગ્રંથના વિમોચન વખતે પાટડીના વતનપ્રેમીઓ તરફથી 'સ્વ. પ્રભાતકુમાર સન્માન ફંડ'માં આશરે પાંચ લાખ રૂપિયા જેટલી માતબર રકમ દાન પેટે મળેલ હતી, તે અમોએ 'સ્વ. પ્રભાતકુમાર દેસાઈ સન્માન ફંડ' ખાતે પાટડીની સંસ્થાઓ (૧) પાટડી કડવા પાટીદાર ટ્રસ્ટ-પાટડી (૨) આબુરાજ અન્નક્ષેત્ર-પાટડી (૩) પાટડી બંધુ સમાજ-અમદાવાદને અર્પણ કરેલ છે.

આ ઉપરાંત પાટડીના દેસાઈઓના રાજવી પૂર્વજો તથા પાટડીના રાજવી દરબારશ્રી અને દેસાઈ ભાયાતોની આશરે ૭૫૦ વર્ષની વંશાવલી પાટડીના વતન પ્રેમીઓ સાથે મળી તૈયાર કરવામાં મને મારા વતનની સેવાનો લાભ મળેલ છે, તે બદલ હું સૌનો આભારી છું.

**— અજીત પ્રભાતકુમાર દેસાઈ**

# પાટીદારનું ગૌરવ પાટડીનો પ્રભાત

પાટડી 'સોનાની હાટડી'ને આંગણે
વસંતપંચમીએ ઊગ્યો સોનાનો સૂરજ
દાદા-દાદીનો લાડકો બચુ
એકમેકને સથવારે
ધરતીના બીજ વાવ્યા પ્રભાતે
ધરતીને 'ધરતી વિકાસ મંડળ' કર્યું પ્રભાતે
ધરતીને 'સમાજ સેવા મંદિર' બનાવ્યું પ્રભાતે
ધરતી સીંચી વટવૃક્ષ બનાવ્યું પ્રભાતે
એ જ... પ્રભાત એ જ... પ્રભાત

પાટીદાર સમાજને ઉજાગર કર્યો પ્રભાતે
મા ઉમિયાનું નવલું રૂપ
'સમાજ કલ્યાણી દેવી' રૂપે દર્શન કરાવ્યા પ્રભાતે
મા ઉમિયાના સારથી બની પાટીદારને દિશા બતાવી પ્રભાતે
કન્યા કેળવણીની મશાલ જલાવી પ્રભાતે
લલિતાને સથવારે સમાજસેવાના કામ કર્યા પ્રભાતે
એ જ... પ્રભાત એ જ... પ્રભાત

વતનનો વૈતાલિક પ્રભાત
'પાટડી દર્શન' ગ્રંથથી વતનની ઓળખ આપી પ્રભાતે
સદ્‌ગુણો - સત્કાર્યોથી કુળનું નામ દીપાવ્યું પ્રભાતે
પથદર્શક બની અન્યના જીવનને મહેકાવ્યું પ્રભાતે
જન્માષ્ટમીની શુભ પ્રભાતે પ્રભુને પ્યારો થયો પ્રભાત
દિપકની જેમ પ્રકાશ્યો પ્રભાત
ધૂપસળીની જેમ ચારેકોર સુવાસ ફેલાવી પ્રભાતે
એ જ... પ્રભાત એ જ... પ્રભાત

**— અજીત પ્રભાતકુમાર દેસાઈ**






પાટડી દરબારશ્રીની ગુરુગાદી કડવાસણની ઝાડીના મહંતશ્રી અમૃતપુરી પાટડી દરબારશ્રી કર્ણિસિંહજી કિસનસિંહજી દેસાઈને તા.૨૮-૪-૨૦૦૨ના રોજ રાજતિલક કરે છે.



પાટડી દરબારશ્રી કિસનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ તા.૨૭-૪-૨૦૦૨ના રોજ દેવલોક પામ્યા. પાટડી દરબારશ્રીની ગુરુગાદી કડવાસણની ઝાડીના મહંતશ્રી અમૃતપુરી દરબારશ્રીને કાંધ આપે છે.



પાટડી રાજવી પરિવારની બાપાની ડેરીઓ

# પાટડીના દેસાઈઓના પૂર્વજોની લાંબી વિકટયાત્રા

કુશાવતી (પટણા) પાસેની જાગીરમાં :

(૧) અમરસિંહ
(૨) વડવીર
(૩) કરણપાલજી
(૪) વીરધવલજી
(૫) ગંભીરસિંહજી
(૬) અચલસિંહજી
(૭) કામકીર્ત
(૮) પાટંબર
(૯) દલજીત
(૧૦) ચંદ્રસેન
(૧૧) કીર્તિરાવ
(૧૨) પૃથુરાજ
(૧૩) દુર્લભરાજ
(૧૪) અજુજી
(૧૫) ધૈર્યરાય. આટલા રાજવીઓ થયા.

માધાવતી (માળવા)ની જાગીરમાં

(૧૬) દલભેદજી
(૧૭) રઘુજી
(૧૮) વડવીર
(૧૯) ચાંગડદે
(૨૦) ડુંગરસિંહ
(૨૧) માલજી
(૨૨) પહેચાનજી
(૨૩) સાયરજી
(૨૪) સરજનજી
(૨૫) સારંગજી
(૨૬) મહિપજી
(૨૭) માંડણજી
(૨૮) સરતાનજી
(૨૯) યશવીર
(૩૦) નાગજી
(૩૧) પરિબ્રહજી
(૩૨) પાંચોજી
(૩૩) રાજાજી
(૩૪) યોગરાજ
(૩૫) યશપાલ
(૩૬) હરપાલ
(૩૭) મહિપાલ
(૩૮) હરદાસ. આટલા રાજવીઓ થયા. (બે નામ પ્રાપ્ત થયેલ નથી.)

સંવત ૨૧૨, ઈ.સ ૧૫૬ ગુજરાતમાં ઉમાપુર (ઊંઝા)ના રાજ્યમાં :

(૪૧) વ્રજપાલજી
(૪૨) વડવીરજી
(૪૩) નંદજી
(૪૪) જીવરાજજી
(૪૫) રઘુજી
(૪૬) લખુજી
(૪૭) યોગરાજ
(૪૮) વડવીર
(૪૯) હરિકર્ણજી. આટલા રાજવીઓ થયા.

સંવત ૮૦૨ ઈ.સ. ૭૪૬ ઈડર પાસેની કાવરની જાગીરમાં :

(૫૦) વ્રજપાલજી (બીજા)
(૫૧) સમધરજી
(૫૨) સોઢાભાઈ
(૫૩) ધર્મસિંહજી
(૫૪) શામળદાસ
(૫૫) દેશપાળજી
(૫૬) જેતસિંહજી

(૫૭) ઈશ્વરદાસ

(૫૮) દીપસિંહજી

(૫૯) ઉગ્રસિંહજી

(૬૦) અર્જુનસિંહજી

(૬૧) મહિપતજી. આટલા રાજવીઓ થયા.

ચાંપાનેર પાસેની જાગીર :

(૬૨) અજમલજી

(૬૩) સમધરજી

(૬૪) દેવીસિંહજી

(૬૫) જયમલજી

(૬૬) મથુરદાસ

(૬૭) અવિચલજી

(૬૮) ગિરિધરજી

(૬૯) તુલજાદાસ

(૭૦) મંડલિકજી

(૭૧) ભીમસિંહજી. આટલા રાજાવીઓ થયા.

વિરમગામ પરગણાની જાગીર :

(૭૨) વૈરીસિંહજી

(૭૩) કિશોરદાસ

(૭૪) રામજી

(૭૫) ગંગાદાસ

(૭૬) કરમણદાસ

(૭૭) મુલ્કદાસ

(૭૮) સિયોજી

(૭૯) રણમલજી

(૮૦) નાથાજી

(૮૧) વેણીદાસ દેસાઈ

(૮૨) મકનજી દેસાઈ

(૮૩) મહોતજી દેસાઈ

(૮૪) ત્રિકમજી દેસાઈ

(૮૫) ભાણજીભાઈ દેસાઈ

(૮૬) ઉદયકર્ણજી દેસાઈ. આટલા રાજવીઓ થયા.

સંવત ઈ.સ. ૧૭૪૧ પાટડીમાં દેસાઈ વંશનું શાસન :

(૮૭) દરબારશ્રી ભાવસિંહજી ઉદેકરણસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૭૪૧થી ૧૭૫૩)

(૮૮) દરબારશ્રી નાથુસિંહજી ભાવસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૭૫૩થી ૧૭૯૬)

(૮૯) દરબારશ્રી વખતસિંહજી નાથુસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૭૯૬થી ૧૮૨૮)

(૯૦) દરબારશ્રી હરિસિંહજી વખતસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૮૨૮થી ૧૮૩૭)

(૯૧) દરબારશ્રી કુબેરસિંહજી વખતસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૮૩૭થી ૧૮૪૫)

(૯૨) દરબારશ્રી જોરાવરસિંહજી કુબેરસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૮૪૫થી ૧૮૭૫)

(૯૩) દરબારશ્રી હિંમતસિંહજી જોરાવરસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૮૭૫થી ૧૮૮૪)

(૯૪) દરબારશ્રી સૂર્યમલસિંહજી જોરાવરસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૮૮૪થી ૧૯૧૩)

(૯૫) દરબારશ્રી દોલતસિંહજી સૂર્યમલસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૯૧૩થી ૧૯૨૮)

(૯૬) દરબારશ્રી રઘુવીરસિંહજી દોલતસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૯૨૮થી ૧૯૪૦)
(સગીર હોવાથી સરકારશ્રી તરફથી મેનેજમેન્ટ થયેલ હતું.)

(૯૭) દરબારશ્રી નારણસિંહજી ચંદ્રસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૯૪૦થી ૧૯૪૧)

(૯૮) દરબારશ્રી પ્રતાપસિંહજી નારણસિંહજી દેસાઈ
(ઈ.સ. ૧૯૪૧થી ૧૯૪૮)

(૯૯) દરબારશ્રી કિશનસિંહજી પ્રતાપસિંહજી દેસાઈ

(૧૦૦) દરબારશ્રી કર્ણિસિંહજી કિશનસિંહજી દેસાઈ

(સ્ત્રોત : 'પાટડી દર્શન' ૧૯૮૬ તથા રાજમંડળના આધારે)

# પાટડી રાજવી પરિવારની વંશાવલી




યાદી મોહાળ પ્રમાણે વિરમગામ તાલુકાદાર તથા મુખી મતાદાર લોકોની વંશ, વાલીની બુક વિરમગામ તથા પાટડીના દેસાઇ તથા પટેલ વાળાનું પેઢીનામુ છે. પટેલ નાથા રણમલના દીકરા વેણાજી, તેના વંશમાં પાટડી વિરમગામના દેસાઇ જોરાવરસિંહજી કુબેરસિંહજી તથા બાપુભાઇ નરસીદાસ વગેરેના તાબામાં દેસાઇગીરીની નોકરી રહીને બીજો દીકરો સાણો તેનો વંશ મારફતિયા, ત્રીજો ભાણાના વંશમાં પટલાઇનું કામ ચલાવે છે. પરખો મતદાર છે.

સંવત ૧૩૩૧ના કારતક સુદ ૫ ના રોજ શ્રી ચાંપાનેર થી વિરમગામ આવ્યા તેનું વંશ.

(વેણીદાસ)
વેણાજી નાથાજીનો વંશ દેસાઇગીરીનું કામ કરે છે.
મુગલ બાદશાહે દેસાઇગીરીના રૂ.૫૫૫/- ઝાલાવાડના ધંધુકા પરગણામાં ૭.૫% રોકડે વચન આપુ છું.

- શાણા નાથાનો વંશ મારફતીયાનો વંશ છે.
- ભાણા નાથાનો વંશ પટેલ કહેવાય છે (વિરમગામ)માં છે.
- પરખા નાથાનો વંશ પટેલવાળા કહેવાય છે (વિરમગામ-પાટડી)માં છે.

દેસાઇ ભાવસિંહ ઉદેકરણ સંવત ૧૭૯૭ સાલમાં પાટડી આવ્યા.

A

# પાટડી રાજવી પરિવારની વંશાવલી

દરબાર શ્રી ઉદેકરણજી (ઈ.સ.૧૭૨૫–૧૭૩૦)

દરબાર શ્રી ભાવસિંહજી (ઈ.સ.૧૭૪૧–૧૭૫૩) (પાટડી આવ્યા) | કેશવદાસ | વેણીદાસ

દરબાર શ્રી નાથુભાઈ (ઈ.સ.૧૭૫૩–૧૭૯૬) | રાશાભાઈ | અચાભાઈ ⊙ | દલાભાઈ(હરીભાઈ) ⊙ | સબિલાભાઈ

દરબાર શ્રી વખતસિંહજી (ઈ.સ. ૧૭૯૬–૧૮૨૮) | અંબાભાઈ | ગોવિંદભાઈ ⊙ | અમરતરાવ ⊙

દરબાર શ્રી હરિસિંહજી (ઈ.સ. ૧૮૨૮–૧૮૩૭) ⊙ | દરબાર શ્રી કુબેરસિંહજી (ઈ.સ. ૧૮૩૭–૧૮૪૫) | મુળાભાઈ | ત્ર્યંબકરાવજી

દરબાર શ્રી જોરાવરસિંહજી (ઈ.સ. ૧૮૪૫–૧૮૭૫) | મહીપતરાવ | ફતેહસિંહજી | શીવલાલ

દરબાર શ્રી હિંમતસિંહજી (ઈ.સ. ૧૮૭૫–૧૮૮૪) ⊙ | દરબાર શ્રી સૂર્યમલસિંહજી (ઈ.સ. ૧૮૮૪–૧૯૧૩) | ચંદ્રસિંહજી

દરબાર શ્રી દોલતસિંહજી (ઈ.સ. ૧૯૧૩–૧૯૨૮) ⊙

દરબાર શ્રી નારાયણસિંહજી (ઈ.સ. ૧૯૪૦–૧૯૪૧) | હિરસિંહજી

દરબાર શ્રી રઘુવીરસિંહજી (ઈ.સ. ૧૯૨૮–૧૯૪૦)( સગીર હોવાથી વહીવટદાર નિમેલા ) ⊙

દરબાર શ્રી પ્રતાપસિંહજી (ઈ.સ. ૧૯૪૧–૧૯૪૭) | અજીતસિંહજી ⊙ | રણજીતસિંહજી ⊙ | ભાનુસિંહજી | નટવરસિંહજી ⊙

દરબાર શ્રી કિશનસિંહજી (રજવાડાના નિયમ મુજબ સૌથી મોટા પુત્ર ગાદીપતિ ગણાય તે મુજબ) | દિલીપસિંહજી | રાજેન્દ્રસિંહજી | લક્ષ્મણસિંહજી | કિર્તીસિંહજી ⊙ | ચૈતન્યસિંહજી | સૂરેશસિંહજી

દરબાર શ્રી કર્ણિસિંહજી (ઈ.સ. ૧૯૧૩–૧૯૨૮) (રજવાડાના નિયમ મુજબ સૌથી મોટા પુત્ર ગાદીપતિ ગણાય તે મુજબ) | વિક્રમસિંહજી | હરપાલસિંહજી

યુવરાજ શ્રી યશપાલસિંહજી

ટીકા શ્રી હર્ષપાલસિંહજી

B

- દરબાર શ્રી ઉદેકરણજી
  - દરબાર શ્રી ભાવસીંહજી
    - દરબાર શ્રી નાથુભાઈ
    - રાશાભાઈ
      - ધ્રુગાંદાસ
        - છગનભાઈ
          - પ્રતાપસીહ ⊙
          - હાઉભાઈ ⊙
        - વજુભાઈ
          - રણછોડભાઈ ⊙
      - કશીયાભાઈ
        - દમુભાઈ
          - બાવાભાઈ
            - કેશરીસીંહજી
              - અચળસીંહજી
                - જયેન્દ્રસીંહ
                  - રશેષ
                - ઈન્દીરાબેન, મૃદુલાબેન (પુત્રીઓ)
              - રણવીરસીંહજી
                - પ્રવિણભાઈ (જયશ્રીબેન)
                  - મૃગેન
                  - દિપ્તી, હિરવા, પૌરવી (પુત્રી)
                - યોગેન્દ્રભાઈ (ઈન્દીરાબેન)
                  - શર્મિલ
                  - ફાલ્ગુની
                  - આશિષ
                - જગદીશભાઈ (રેખાબેન)
                  - આસુતોષ
                    - જય
                  - અલ્પા
                - દુર્ગાબેન, જ્યોત્સનાબેન, પુષ્પાબેન, મંજુબેન (પુત્રીઓ)
            - શિવસીંહજી (કાશીબેન) (અલગ દર્શાવેલ છે.)
            - હીરસીંહજી (કરણભાઈ)
              - ભાનુમુતિ (પુત્રી)
    - અચાભાઈ ⊙
    - દલાભાઈ (હરીભાઈ)
    - સબલાભાઈ (અલગ દર્શાવેલ છે.)


દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
રાશાભાઈ
અચાભાઈ
દલાભાઈ
(હરીભાઈ)
સબલાભાઈ
(અલગ દર્શાવેલ છે.)
ધ્રુગાદાસ
કશીયાભાઈ
છગનભાઈ
વજુભાઈ
દમુભાઈ
બાવાભાઈ
પ્રતાપસીંહ
હાઉભાઈ
રણછોડભાઈ
કેશરીસીંહજી
(અલગ દર્શાવેલ છે.)
શિવસીંહજી
(કાશીબેન)
હીરસીંહજી
(કરણભાઈ)
ભાનુમુતિ
(પુત્રી)
(અલગ દર્શાવેલ છે.)
અમરસીંહજી
(ચંદ્રકાન્તાબેન)
ચંદ્રસીંહજી
(સુશીલાબેન)
નરેન્દ્રસીંહજી
(સુધાબેન)
દિલીપસીંહજી
(કુસુમબેન)
ઉર્મિલાબેન
યોગેશભાઈ
(રંજનબેન)
જયેશભાઈ
(રીટાબેન)
પ્રજ્ઞા
સ્મિતા
(પુત્રીઓ)
અજયભાઈ
(ફાલ્ગુનીબેન)
મયુરી
નીલમ
અમી
(પુત્રીઓ)
વિજયભાઈ
(માનસીબેન)
સેજલ
(પુત્રી)
વિપુલ
દેવાંગી
નિસર્ગ
ઉર્વી
નિતિ
શિવાંગ
નિહંગ
મિલિંદ
મૃણાલી
(પુત્રી)
પહેલ
માન્ય



દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
રાણાભાઈ
(અલગ દર્શાવેલ છે.)
સબલોભાઈ
ગુલાબરાવ
કલ્યાણભાઈ
અચાભાઈ
દલાભાઈ
(હરીભાઈ)
લાલજીભાઈ
હિંમતસીંહજી
બાલમુકુંદદાસ
કેશવલાલ
(અલગ દર્શાવેલ છે.)
બળદેવસીંહ
રામભાઈ
(અલગ દર્શાવેલ છે.)
માધવસીંહ
(અલગ દર્શાવેલ છે.)
મુકુંદભાઈ
(અલગ દર્શાવેલ છે.)
કિશોરસીંહ
(અલગ દર્શાવેલ છે.)
નટુભાઈ
વનરાવનભાઈ
(અલગ દર્શાવેલ છે.)
ભગુભાઈ
(અલગ દર્શાવેલ છે.)
જયદેવભાઈ (જયંતિલાલ)
હિરુભાઈ
જશુભાઈ
ભરતભાઈ
(મૃદુલાબેન)
સુશીલાબેન
(પુત્રી)
અજયભાઈ
વિજયભાઈ
જીતેન્દ્રભાઈ
(ટીનાભાઈ)
સુલોચનાબેન
કૈલાશબેન
(પુત્રીઓ)
હિતેન્દ્રભાઈ
હિમાંશુભાઈ
મનીષા
યોગેશભાઈ
નીતા
(પુત્રી)
વૈભવ
(સ્નેહલ)
વિશાલ
(કોમલ)
સંદિપ
મેહુલ
સ્વપ્નીલ
પુત્રી
અનંત
પ્રિચલ
શિવાની
હાર્દિક
નિકુંજ
પ્રિયાંશી
રાશી
(પુત્રીઓ)
વેદ
દિયા
(પુત્રી)


દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
રાશાભાઈ
(અલગ દર્શાવેલ છે.)
અચાભાઈ
સબલાભાઈ
ગુલાબરાવ
કલ્યાણભાઈ
દલાભાઈ
(હરીભાઈ)
લાલજીભાઈ
હિંમતસીંહજી
(અલગ દર્શાવેલ છે.)
કેશવલાલ
(અલગ દર્શાવેલ છે.)
બળદેવસીંહ
રામભાઈ
(અલગ દર્શાવેલ છે.)
માધવસીંહ
(અલગ દર્શાવેલ છે.)
મુકુંદભાઈ
(અલગ દર્શાવેલ છે.)
કિશોરસીંહ
(અલગ દર્શાવેલ છે.)
વનરાવનભાઈ
નટુભાઈ
(અલગ દર્શાવેલ છે.)
ભગુભાઈ
ભુપેન્દ્રભાઈ
મહેશભાઈ
જૈના
માલવ
રમણભાઈ
રતિભાઈ
મધુભાઈ
મહેન્દ્રભાઈ
સંદિપ
હર્ષદભાઈ
રાધિકા
ભૂમિકા
જયેન્દ્રભાઈ
દેવાંગ
સિદ્ધાર્થ
વિરેશભાઈ
શૈલ
રીન્કી



દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઇ
રાશાભાઇ
(અલગ દર્શાવેલ છે.)
સબલાભાઇ
ગુલાબરાવ
કલ્યાણભાઇ
અચાભાઇ
દલાભાઇ
(હરીભાઇ)
લાલજીભાઇ
હિંમતસીંહજી
બાલમુકુંદદાસ
કેશવલાલ
(અલગ દર્શાવેલ છે.)
રામભાઇ
(અલગ દર્શાવેલ છે.)
બળદેવસીંહ
માધવસીંહ
(અલગ દર્શાવેલ છે.)
નટુભાઇ
(અલગ દર્શાવેલ છે.)
મુકુંદભાઇ
વનરાવનભાઇ
(અલગ દર્શાવેલ છે.)
ભગુભાઇ
(અલગ દર્શાવેલ છે.)
કિશોરસીંહ
દિલીપભાઇ
ધીરુભાઇ
વિક્રમભાઇ
કશ્યપભાઇ
(દક્ષાબેન)
ભગીરથભાઇ
(શીલાબેન)
ઉમંગ
એશા
(પુત્રી)
દુષ્યંત
હર્ષ
સ્વાતિ
દેવર્ષી
હરીન
નકી
નિરાલી
(પુત્રીઓ)
ચિંતન


દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
રાશાભાઈ
(અલગ દર્શાવેલ છે.)
સબલાભાઈ
ગુલાબરાવ
કલ્યાણભાઈ
અચાભાઈ
દલાભાઈ
(હરીભાઈ)
લાલજીભાઈ
હિંમતસીંહજી
બાલમુકુંદદાસ
કેશવલાલ
(અલગ દર્શાવેલ છે.)
બળદેવસીંહ
(અલગ દર્શાવેલ છે.)
રામભાઈ
માધવસીંહ
પ્રમુખભાઈ
ડૉ.નારણભાઈ
અમરસીંહ
(અમુભાઈ)
હસુભાઈ
મનુભાઈ
કનકભાઈ
ટીકેન્દ્રભાઈ
(કુમારસીંહ)
ધર્મેન્દ્રભાઈ
(દક્ષાબેન)
મયંકભાઈ
મયુરભાઈ
સપન
પુત્રી
વિક્રમભાઈ
મીતા
(પુત્રી)
સુરેશભાઈ
નિતિનભાઈ
ગૌરવ
રિતેષ
વરુણ
શિવાંગી
દ્વારકેશ
ફેની



દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
રાણાભાઈ
(અલગ દર્શાવેલ છે.)
સબલાભાઈ
ગુલાબરાવ
કલ્યાણભાઈ
અચાભાઈ
(આલળ દર્શાવેલ છે.)
દલાભાઈ
(હરીભાઈ)
બાજીભાઈ
મોહનભાઈ
રણછોડભાઈ
લાલજીભાઈ
(અલગ દર્શાવેલ છે.)
હિંમતસીંહજી
(અલગ દર્શાવેલ છે.)
કેશવલાલ
ગોરધનભાઈ
ચુનીભાઈ
કલ્યાણસીંગ
દમુભાઈ
કેશરીસીંહ
દાદુભાઈ
હીરાભાઈ
(હીરાદાદા)
કનુભાઈ
રાયસીંહજી
જયંતિભાઈ
પ્રભાતસીંહ
ડૉ.ટિકેન્દ્રસીંહ
રોશની
રોહાની
રોનક
(પુત્રીઓ)
હિરુભાઈ
સંદિપ
પુત્રીઓ
કવિન
બિપીનભાઈ
હર્ષ
અમી
ધારા
(પુત્રીઓ)
વિજયભાઈ
પૂરવ
જીનલ
(પુત્રી)
વલ્લભભાઈ
(રક્ષાબેન)
વૈભવ
રેખાબેન
(પુત્રી)
રાજુભાઈ
(નીલમબેન)
ફાલ્ગુન
ઝલક
(પુત્રી)



દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઇ
દરબાર શ્રી વખતસીંહજી
(જેતાપુર ગામ ભાગ ૧/૨)
અંબાભાઇ
(જેતાપુર ગામ ભાગ ૧/૨)
ગોવિંદભાઇ
અમરતરાવ
માનસીંહ
(માનાભાઇ)
જેસંગભાઇ
રામભાઇ
(અલગ દર્શાવેલ છે.)
પ્રેલાદજી
લલ્લુભાઇ
(લલ્લુબાપા)
ભૂપતસીંગ
ઓઘાભાઇ
પ્રતાપભાઇ
નાથુભાઇ
(લક્ષ્મીબેન-મણીબેન)
જસવંતસીંહ
વજેસીંહ
(અલગ દર્શાવેલ છે.)
અમરસીંહ
કેસરીસીંહ
માધવસીંહ
(શણગારબેન)
રતનસીંહ
(અલગ દર્શાવેલ છે.)
ભાગવતસીંહ
(નીરુબેન)
ડો.હિરુભાઇ
(હસુમતીબેન)
હસુભાઇ
(સવિતાબેન)
શારદાબેન
(સુરેશકુમાર)
નિતિનભાઇ
(દક્ષાબેન)
સુનિતાબેન
(અશોકભાઇ)
પારુલબેન
(પ્રવિણકુમાર)
સંજય
(હેમાની)
નિરવ
(કલ્પના)
પ્રશાંત
(દેવાંશી)
ડો. ચેતન
પરાગ
(મોહરા)
સિધ્ધાર્થ
(સીમા)
ઇશાન
શિવાની
(વિશાલભાઇ)
પુત્રી
હેમલ
(નિમ્બલ)
પાયલ
(પુત્રી)
પ્રણવ
(સચી)
આનાર
(પુત્રી)
રૂષિની
બ્રીના
(પુત્રી)
હર્ષ
દક્ષલ
મલ્લિકા
શૂરીન
પુત્રી



દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
દરબાર શ્રી વખતસીંહજી
(જેતાપુર ગામ ભાગ ૧/૨)
અંબાભાઈ
(જેતાપુર ગામ ભાગ ૧/૨)
ગોવિંદભાઈ
અમરતરાવ
માનસીંહ
(માનાભાઈ)
(અલગ દર્શાવેલ છે.)
જેસંગભાઈ
રામભાઈ
(અલગ દર્શાવેલ છે.)
અમરસીંહ
(અલગ દર્શાવેલ છે.)
રતનસીંહ
રાયસીંગજી
(ચંચળબેન)
વજેસીંહ
છોટીબા (પુત્રી)
નાનુભાઈ
કાંતીભાઈ
પરસુભાઈ
વિદ્યાબેન
(ચંદુલાલ)
કમળાબેન
(ડાહ્યાભાઈ)
રમણભાઈ
ભાનુબેન
સૂર્યાબેન
ચેતન
દેવાંગ
રમેશભાઈ
(ઈન્દીરાબેન)
દિનુભાઈ
કિરીટ
મિનાક્ષી
સુભાષ
જયેન્દ્ર
વિશાલ
ગૌરાંગ
અમિતા
દિપીકા
યોગીની
પારસ
(પુત્રીઓ)


દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
દરબાર શ્રી વખતસીંહજી
અંબાભાઈ (જેતાપુર ગામ ભાગ ૧/૨)
ગોવિંદભાઈ
અમરતરાવ
માનસીંહ
(માનાભાઈ)
(અલગ દર્શાવેલ છે.)
રામભાઈ
જીભાઈ
જેસંગભાઈ
(અલગ દર્શાવેલ છે.)
જાલમસીંહ (જેતાપુર ગામ ૮.33%)
(અલગ દર્શાવેલ છે.)
નાનુભાઈ (જેતાપુર ગામ ૮.33%)
(જીવકોરબેન)
કાંતાબેન (રમણલાલ)
બળદેવસીંહ (જેતાપુર ગામ ૮.33%)
(અલગ દર્શાવેલ છે.)
પ્રવિણ
(રમીલાબેન)
હરેશ
(સરલાબેન)
ચંદ્રિકા
(રજનીકાંતભાઈ)
જીગ્નેશ
(સેજલબેન)
ભાવીકા
(ધર્મેશભાઈ)
આશિષ
મિતેશ
મેઘા
(ચેતનકુમાર)
તિર્થ
શ્રેયાંશ
વ્રજ
ધ્રુવી


દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
દરબાર શ્રી વખતસીંહજી
અંબાભાઈ (જેતાપુર ગામ ભાગ ૧/૨)
ગોવિંદભાઈ
અમરતરાવ
માનસીંહ
(માનાભાઈ)
(અલગ દર્શાવેલ છે.)
રામભાઈ
જીભાઈ
જેસંગભાઈ
(અલગ દર્શાવેલ છે.)
નાનુભાઈ (જેતાપુર ગામ ૮.૩૩%)
(અલગ દર્શાવેલ છે.)
જાલમસીંહ (જેતાપુર ગામ ૮.૩૩%)
શિવસીંહ (રૂક્ષ્મણીબેન)
બળદેવસીંહ (જેતાપુર ગામ ૮.૩૩%)
(અલગ દર્શાવેલ છે.)
કિશનસીંહ
(અલગ દર્શાવેલ છે.)
હિરાભાઈ (હિરાબેન)
લીલાબેન
(અલગ દર્શાવેલ છે.)
પ્રતાપસીંહ (વિમળાબેન)
ધવલ
(સોનલ)
કુશ
યોગેશભાઈ
(ગીરાબેન)
સુરેશભાઈ
(કૈલાશબેન)
રાજેશભાઈ
(અંજનાબેન)
હરેશભાઈ
(રાગીણીબેન)
કલાબેન
(ભરતકુમાર)
દેવલ
(એક્તા)
વરૂણ
ધ્રુવ
વૈદેહી
અર્જુન
અદિતી
ચિત્રા
વૃષભ
વિજય
ક્વિા
પાર્થ
હ્રીજા
કેતુલ
મમતા
ચિંતન
જીનચા
પિનલ
(દર્શનકુમાર)
પૂજન
મનોજ
(તૃપ્તી)
જય

- દરબાર શ્રી ઉદેકરણજી
  - દરબાર શ્રી ભાવસીંહજી
    - દરબાર શ્રી નાથુભાઇ
      - દરબાર શ્રી વખતસીંહજી
      - અંબાભાઇ (જેતાપુર ગામ ૧/૨ ભાગ)
        - માનસીંહ (માનાભાઇ) (અલગ દર્શાવેલ છે.)
        - રામભાઇ
          - જીભાઇ
            - નાનુભાઇ (જેતાપુર ગામ-૮.૩૩% ભાગ) (અલગ દર્શાવેલ છે.)
            - જાલમસીંહ
              - શિવસીંહ
                - કિશનસીંહ (હસુબેન)
                  - કેતન (લતાબેન)
                    - ધ્રુવી
                    - વ્રજ
                  - મનિષ (આશીનીબેન)
                    - સિધ્ધી
                    - શલોની
                  - કલ્પેશ (રીના)
                    - હેત
                    - પરીના
                - હિરાભાઇ (અલગ દર્શાવેલ છે.)
                - પ્રતાપસીંહ (અલગ દર્શાવેલ છે.)
                - લીલાબેન (ડાહ્યાલાલ)
                  - ચંદ્રિકાબેન (અમરીશભાઇ)
                    - રાજુભાઇ (જાગૃતિ) ⊙
                    - અશોક (કામિની)
                      - દક્ષેશ
                    - રાહુલ (ભાવિની)
                      - રાજ
                      - જય
                      - આલોક
                    - અનિલ (મીના)
                      - મનન
                  - નરેન્દ્રભાઇ (ઉષાબેન)
                    - દિપેન
                    - દિપલ (પુત્રી)
                  - નિતિન (અમિતા)
                    - વિનય
                  - કુસુમબેન (બળવંતભાઇ)
                    - અલ્પેશ (જીગીશા)
                      - ડીલન
                      - ડેવન
                    - અશેષ (દીપીકા)
                      - રીયા
                      - નિલ
                    - સમીર (પૂર્વી)
                  - નીરુબેન (દિનેશભાઇ)
                    - પ્રિયા
                    - પરાગ
            - બળદેવસીંહ (જેતાપુર ગામ ૮.૩૩%) (અલગ દર્શાવેલ છે.)
        - જેસંગભાઇ (અલગ દર્શાવેલ છે.)
      - ગોવિંદભાઇ ⊙
      - અમરતરાવ ⊙


દરબાર શ્રી ઉદેકરણજી
દરબાર શ્રી ભાવસીંહજી
દરબાર શ્રી નાથુભાઈ
દરબાર શ્રી વખતસીંહજી
અંબાભાઈ
ગોવિંદરાવ
અમરતરાવ
માનસીંહ (માનાભાઈ)
રામભાઈ
જેસંગભાઈ
જીભાઈ
જાલમસીંહ
(અલગ દર્શાવેલ છે.)
બળદેવસીંહ (સૂરજબેન)
નાથુભાઈ
(અલગ દર્શાવેલ છે.)
નારણસીંહ (શાંતાબેન)
ભાનુબેન (રણછોડલાલ)
દેવીસીંહ (રંજનબેન)
જગદિશભાઈ
(જ્યોત્સનાબેન)
જીતેન્દ્રભાઈ
(નિલમબેન)
મીના
(ભરતકુમાર)
આશિષભાઈ
(બિરવાબેન)
દર્શનભાઈ
(અમીબેન)
હેતલ
(રીપલ)
નિર્મલ
બિરેન
મીત
ભાવિન
(મનિષા)
કેવિન
નિરવ
દેવાંશ
પૂર્વાંશ
કાજોલ

- દરબાર શ્રી ઉદેકરણજી
  - દરબાર શ્રી ભાવસીંહજી
    - દરબાર શ્રી નાથુભાઈ
      - દરબાર શ્રી વખતસીંહજી
        - દરબાર શ્રી કુબેરસીંહજી (અલગ દર્શાવેલ છે.)
        - દરબાર શ્રી હરિસીંહજી સ્વર્ગવાસ ઈ.સ.૧૮૩૭
          - હરભેમજી ⊙
          - વિઠ્ઠલસીંહ ⊙
          - બાપુભાઈ ⊙
        - મુળાભાઈ
          - માલુભાઈ
            - મગનભાઈ ⊙
            - જાલાભાઈ ⊙
          - કેશવભાઈ
            - અમરસીંહ
              - ખોડાભાઈ ⊙
              - દોલતસીંહ
                - કરણસીંહ
                  - જયેન્દ્રસીંહ
                    - હર્ષલ
                      - જેનિલ
                    - ચિરાગ
                      - દેવ
                    - દિપલ (પુત્રી)
                      - મઈન
                  - યોગેન્દ્રસીંહ (રાજેન્દ્રસીંહ)
                    - નૃપેશ
                  - હંસાબેન, નયનાબેન, ગીતાબેન, પ્રજ્ઞાબેન (પુત્રીઓ)
            - ત્રિકમભાઈ
              - કેશરીભાઈ
              - રામભાઈ
        - ત્રમ્બકરાવજી
          - છોટાભાઈ
            - નારણસીંહ ⊙
            - નાનુભાઈ (ભગવતસીંહજી) (અલગ દર્શાવેલ છે.)
            - વજેસીંહ ⊙
            - રાયસીંહજી (અલગ દર્શાવેલ છે.)
            - રતનસીંહજી (અલગ દર્શાવેલ છે.)



